# શ્વેતકેતુ

અથવા

# तत् – त्वम् – असि

આખ્યાયિકા

અનુવાદક:
બાપુભાઈ ઇચ્છારામ દેસાઈ, બી. એ.

સંવત્ ૧૯૯૭ સન ૧૯૪૦

બે આના

ઉપનિષદ્ આખ્યાયિકા માળા:-

૧ કેનોપનિષદ્: વિજય ભગવાનનો જ છે.
સંવત ૧૯૯૫ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ.

૨ કઠોપનિષદ્: અદ્ભુત પરોણો; નચિકેતા અને યમરાજ
સંવત ૧૯૯૪. ગુજરાતીનો દિવાળી અંક. કિં. ૦-૨-૦

૩ છાંદોગ્ય ઉપનિષદ્ આપદ્ ધર્મ. સં. ૧૯૯૫ નું ગુજરાતીનું બુક૦ પંચાંગ

૪ છાં. ઉ. રૈંકડાવાળાનું બ્રહ્મજ્ઞાન ,, ,, ,, ,,

૫ ,, ,, ગો સેવાથી બ્રહ્મજ્ઞાન ,, ,, ,, ,,

૬ ,, ,, અગ્નિદ્વારા અગ્નિવિદ્યાનો ઉપદેશ. (ઉપકોસલ અને સત્યકામ જાબાલ) સંવત ૧૯૯૭ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ

૭ ,, ,, નિરભિમાની શિષ્ય (ઉદ્દાલક અને અશ્વપતિ રાજા)
સંવત્ ૧૯૯૭ નું ગુજરાતીનું બુકસાઇઝ પંચાંગ

૮ ,, ,, 'તું તે છે.' શ્વેતકેતુ આખ્યાયિકા. સં. ૧૯૯૬ નો ગુજરાતીનો દિવાળી અંક કિં. ૦-૨-૦

૯ ,, ,, બૃહદારણ્યક ઉપનિષદ્. દ દ દ. પ્રજાપતિનો ઉપદેશ
સં. ૧૯૯૬ નો ગુજરાતીનો કૃષ્ણાંક. (તા૦ ૨૫-૮-૪૦)

---

આદમકુ ખુદા મત કહો, આદમ ખુદા નહીં,
લેકિન ખુદાકા નૂરસે, આદમ જુદા નહીં.

---

મુદ્રણાલય, મુદ્રક, પ્રકાશક અને મળવાનું ઠેકાણું:
આ પુસ્તક નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, બી. એ. એ "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇમાં છાપ્યું અને ત્યાંથી જ પ્રકટ કર્યું છે.

૩૦૦-૧૬-૧૦-૪૦

# શ્વેતકેતુ

## 'તે તું છે' અને તું તે છે

### શ્વેતકેતુનો બાલ્યકાળ

અરુણના પુત્ર આરુણિ ઉદ્દાલકને* શ્વેતકેતુ નામનો એક પુત્ર હતો. તે બાર વરસની ઉમ્મરનો થયો ત્યાં સુધી કેવળ રમવા કૂદવામાં મચ્યો રહ્યો હતો. પિતા વિચારતા હતા કે, આ પુત્ર સ્વયં પોતે જ વિદ્યા ભણવાની ઇચ્છા કરે તો ઘણું ઉત્તમ થાય, પરંતુ તેણે (પુત્રે) તેવી પોતાની મેળે ઇચ્છા નહીં કરી, ત્યારે પિતાથી રહેવાયું નહીં. તેમણે એક દિવસ પુત્રને પોતા પાસે બોલાવી કહ્યું કે; 'હે વત્સ શ્વેતકેતુ! તું જા અને કોઇ સુયોગ્ય સારા ગુરૂની પાસે જઇ બ્રહ્મચારી, વિદ્યાર્થી બનીને રહે. હે સૌમ્ય, આપણા વંશમાં કોઇ પણ એવો જન્મ્યો નહીં કે જેણે વેદોનું અધ્યયન ન કર્યું હોય અથવા જે બ્રાહ્મણના ગુણ અને આચાર(વિચારો)થી રહિત બનીને કેવળ નામધારી (નામમાત્ર) બ્રાહ્મણ (ब्रह्मबन्धु) પોતાને કહેવડાવતો હોય. (न वै सौम्य! अस्मत्कुलीनोऽननूच्य, ब्रह्मबन्धुरिव भवति.) આમ ભણ્યાગણ્યા વિના તારે જીવન વીતાડવું ઠીક નથી. સારાંશ કે, તારે વેદોનું અધ્યયન કરી બ્રહ્મજ્ઞાન મેળવી લેવું જોઇએ.'

---

* આ આરુણિ ઉદ્દાલક તે જ નચિકેતાના પિતા કે શું? શ્વેતકેતુ અને નચિકેતા બે ભાઇઓ થાય કે શું? એવા પ્રશ્ન સહેજ થાય છે. કઠોપનિષદમાં નચિકેતાના પિતાને યમરાજ औद्दालकिरारुणिः ઔદ્દાલકિ આરુણિ તરીકે જણાવે છે. (કઠ. ઉ. પ્રથમ અધ્યાય, પ્રથમવલ્લી, ૧૧ મો મંત્ર). નચિકેતાના પિતાનાં બધાં મળી ચાર નામો જોવામાં આવે છે. ૧ ગૌતમ, ૨ આરૂણિ, ૩ ઔદ્દાલકિ અને ૪ વાજશ્રવસ. (उद्दालक एव औद्दालकिः) શ્વેતકેતુ અને નચિકેતાના પિતા એક જ કે શું? આનો નિર્ણય કરવો મુશ્કેલ છે. વળી પાંચ ઋષિઓને સાથે લઇ અશ્વપતિ રાજા પાસેથી વૈશ્વાનર વિદ્યા શિખવા ગયેલા ઉદ્દાલક (उद्दालको वै भगवन्तोऽयमारुणिः) પણ આજ કે બીજા! આ ઉદ્દાલક આરુણિ ઉપનિષદોમાં ઘણે સ્થળે એને મહાભારતમાં આદિપર્વમાં વાંચવા મળે છે.

પિતા આરુણિનો મીઠો, વાત્સલ્ય ભાવભર્યો છતાં ખેદયુક્ત ઠપકો સાંભળી શ્વેતકેતુ ૧૨ વર્ષની ઉમ્મરે ગુરૂને ઘેર ભણવા ગયો અને ત્યાં પૂરા ૨૪ વર્ષની ઉમ્મરનો થયો ત્યાં સુધી ૧૨ વર્ષ ગુરુગૃહમાં રહી શિક્ષાદિ (शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्द एव च । ज्योतिषं च षडंगानि कथितानि मनीषिभिः ॥) ૬ અંગો સહિત ૪ વેદોનું પૂર્ણ અધ્યયન કરીને પછી ગુરુની આજ્ઞા લઇ ઘેર પાછો ફર્યો. (सर्वान् वेदानधीत्य, महामना, अनूचानमानी, स्तब्ध एयाय.)

## ઘમંડી શ્વેતકેતુ

તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે; 'હું વેદોનો પૂર્ણ જ્ઞાતા છું. મારા સમાન પંડિત બીજો કોઇ છે જ નહીં. હું સર્વથી મોટો વિદ્વાન્ અને બુદ્ધિમાન્ છું.'

આવા પ્રકારના વિચારોથી તેના મનમાં વિદ્યાનો ગર્વ ઉત્પન્ન થઇ ગયો, અને તે ઉદ્ધત અને વિનયરહિત બનીને, પિતાને પ્રણામ કર્યા વિના જ પિતાની સામે આવીને બેઠો.

આરુણિ ઋષિએ પુત્રનું નમ્રતારહિત ઉદ્ધતાઇ ભરેલું આચરણ જોઇને આ વાત મનમાં સારી રીતે જાણી લીધી કે, આને વેદના અધ્યયનથી બહુ ગર્વ આવી ગયો છે. આટલું છતાં પણ આરુણિ ઋષિએ તે અવિનયી પુત્રપર ક્રોધ ન કર્યો અને કહ્યું: 'બેટા શ્વેતકેતુ! તું એવું તે શું ભણી આવ્યો છે કે જેથી તું પોતાને બીજા બધાઓથી વિશેષ પંડિત સમજવા લાગ્યો છે અને આટલો બધો અભિમાનથી ફુલાઇ ગયો છે? વિદ્યાનું ખરૂં સ્વરૂપ તો વિનયથી જ વધુ ખીલી, દીપી નીકળે છે. (विद्या ददाति विनयम्) અભિમાની પુરુષના હૃદયમાંથી સારા સારા ગુણો તો દૂર ચાલ્યા જાય છે અને બધા દોષો તો તેને સ્થાને ધૂસી જાય છે. વારૂ, તેં આ પ્રશ્ન તારા ગુરૂને પૂછયો હતો ખરો કે? (तमादेशमप्राक्ष्यः?) અથવા તને તારા ગુરૂએ આવું કાંઇ શિખાડયું હોય તો બતાવ કે, એવી કઇ વસ્તુ છે કે જેના એકના શ્રવણથી બીજી નહીં શ્રવણ કરેલી સર્વ વસ્તુઓનું શ્રવણ થઇ જાય છે; જેના

એકના વિચારથી, નહીં વિચાર કરેલી સર્વ વસ્તુઓનો વિચાર થઈ જાય છે; જેના એકના જ્ઞાનથી નહીં જાણેલી એવી સર્વ વસ્તુઓનું જ્ઞાન થઈ જાય છે?' (येनाश्रुतं श्रुतं भवति, अमतं मतं, अविज्ञातं विज्ञातम्.)

આરુણિના આવાં પ્રશ્નાત્મક વચન સાંભળતાં જ શ્વેતકેતુનો વિદ્યા-ગર્વ ગળવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, 'હું તો આવી કોઈ્બી વસ્તુને નથી જાણતો. મારું વિદ્યા અભિમાન ખોટું છે.'

શ્વેતકેતુ નમ્ર બની વિનયથી પિતાના ચરણે નમી પડ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો કે, 'પિતાજી, જે એક વસ્તુના શ્રવણ, વિચાર અને જ્ઞાનથી સર્વ વસ્તુઓનું શ્રવણ, વિચાર અને જ્ઞાન થઈ જાય છે, એ વસ્તુને હું નથી જાણતો. કૃપા કરી આપ એ વસ્તુનો મને ઉપદેશ કરો.' (कथं नु भगवः ! स आदेशो भवति ?)

## ત્રણ દૃષ્ટાંતો : માટી, સોનું અને લોઢું

પિતા આરુણિએ કહ્યું: 'હે સૌમ્ય! સાંભળ.'

(૧) જેવી રીતે કારણરૂપ માટીના ગોળાનું બરોબર જ્ઞાન થવાથી માટીનાં જ બનેલાં બીજાં સર્વ કાર્યો, પદાર્થો જેવા કે, ઘડો, શરાવ, કોડીઆં વગેરે સર્વ વસ્તુઓનું જ્ઞાન સહેજ સહેજ થઈ જાય છે અને આ ખબર પડી જાય છે કે, ઘડો વગેરે કાર્યરૂપ વસ્તુઓ સત્ય નથી, પણ કેવળ વાણીનો વિકાર જ છે. (वाचारंभणं विकारो नामधेयम्.) ખરી વસ્તુ તો, સત્ય તો કેવળ માટી એ જ છે. (मृत्तिकेत्येव सत्यम्).

(૨) હે સૌમ્ય! જેવી રીતે સોનાની લગડી(ઈંટ)નું જ્ઞાન થવાથી સોનાના જ બનેલા કડાં, કુંડળ, કંઠી, વીંટી, બટન વગેરે સર્વ કાર્યોનું, વસ્તુનું જ્ઞાન થઈ જાય છે અને એ સિદ્ધાંત ધ્યાનમાં આવે છે કે, આ કડાં, કુણ્ડલ વગેરે તો સત્ય (હંમેશના ટકવાવાળાં) નથી, પણ તે તો કેવળ વાણીનો વિકાર માત્ર છે. સત્ય (મૂળમાં) તો કેવળ સોનું જ છે.† (लोहमित्येव सत्यम्)

† ઘાટ ઘડીઆ પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
આદ્યકવિ નરસિંહ.

(૩) અને જેવી રીતે નખ કાપવાની લોખંડની (नख निकृन्तन) નરેણી વગેરેમાં રહેલા લોઢાનું જ્ઞાન થઇ જવાથી લોઢાના કાર્ય–વસ્તુઓ, પદાર્થો જેવા કે ખડ્ગ, ફરસી, કુહાડી વગેરેનું જ્ઞાન થાય છે અને એવી ખાત્રી થાય છે કે, ખરેખરી રીતે જોતાં આ સર્વ સત્ય નથી, પણ એક લોઢું જ માત્ર સત્ય છે. ( कृष्णायसमित्येव सत्यम् )

બસ, આવી રીતે જ હે સૌમ્ય! તે જ્ઞાન (આદેશ–ઉપદેશ) છે.

પિતા આરુણિનાં આ વચનો સાંભળીને શ્વેતકેતુએ તર્ક કરી કહ્યું: 'પિતાજી, ખરેખર જ મારા વિદ્વાન્ ગુરૂ આ વસ્તુને નહીં જાણતા હોવા જોઇએ, કારણ કે, જો તેઓ જાણતા હોત તો તેઓ મને બતલાવ્યા વિના, શિખવ્યા વિના કદિ પણ નહિ રહેત. એટલા માટે હે ભગવન્! હવે તો આપ જ મને તે વસ્તુનો ઉપદેશ (આદેશ) કરો (भगवा ँस्त्वेवमेतद् ब्रवीतु) જે એકના જાણવાથી સર્વ વસ્તુઓની જાણ થઇ જતી હોય.

આરુણિએ કહ્યું: 'બહુ સારૂં, સાવધાન થઇને તું સાંભળ.'

\+ + + +

## તેજ, જળ અને પૃથ્વીની ભૂતસૃષ્ટિ

હે વહાલા પુત્ર! (પ્રિયદર્શન) આ નામ, રૂપ અને ક્રિયા સ્વરૂપ ઉત્પન્ન થયેલું, દશ્યમાન થતું જગત્ ઉત્પન્ન થયા પહેલાં કેવળ એક, અદ્વિતીય, સત્ જ હતું. (सदेव सौम्य! इदमग्र आसीत्, एकमेवाद्वितीयम् ) તે સત્ બ્રહ્મે સંકલ્પ કર્યો કે, 'હું એક છું, તે બહુ થઇ જાઉં.' ( बहु स्यां प्रजायेय ) એવો સંકલ્પ કરીને તે પરબ્રહ્મે પહેલાં (પ્રથમ) તેજ ઉત્પન્ન કર્યું, પછી તેમાંથી જળ ઉત્પન્ન કર્યું અને ત્યાર પછી તેમાંથી અન્ન ઉત્પન્ન કર્યું. આ ત્રણ તત્ત્વોથી સર્વ પદાર્થ (વસ્તુમાત્ર) ઉત્પન્ન થયા. જગતમાં જેટલી વસ્તુઓ છે, તે સર્વ તેજ, જલ અને અન્ન એ ત્રણના મિશ્રણથી જ બની છે. (૧) જ્યાં પ્રકાશ અથવા ગરમી છે ત્યાં તેજ તત્ત્વની પ્રધાનતા (મુખ્ય) છે, (૨) જ્યાં દ્રવતા એટલે કે પ્રવાહી ભાવ છે ત્યાં જલની પ્રધાનતા છે અને (૩)

જ્યાં કઠોરતા (કઠિન ભાવ) છે ત્યાં અન્ન અથવા પૃથ્વીની પ્રધાનતા છે. (તેજ+જળ+અન્ન=સર્વ).

## ભૌતિક વિજ્ઞાનનાં ચાર દૃષ્ટાંતોથી વિકારનું મિથ્યાપણું

અગ્નિમાં જે લાલ, શ્વેત અને કૃષ્ણરંગ છે, તેમાં જે લાલાશ છે તે તેજની, સફેદાઇ છે તે જળની, અને કાળાશ છે તે પૃથ્વીની છે. આ વસ્તુઓ સૂર્ય, ચન્દ્રમા અને વિજળીમાં અનુક્રમે છે. જો અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા અને વિજળીમાંથી તેજ, જળ અને પૃથ્વીને કાઢી લેવામાં આવે તો અગ્નિમાં અગ્નિપણું, સૂર્યમાં સૂર્યપણું, ચન્દ્રમામાં ચન્દ્રપણું અને વિજળીમાં વિજળીપણું કાંઇ પણ નહીં રહેશે.*

આ જ પ્રકાર સર્વ વસ્તુઓમાં સમજવો.

## ત્રિવૃત્તકૃત ત્રૈલોક્ય

(૧) ખાવામાં આવેલા અન્નનાં પણ ત્રણ રૂપ થઇ જાય છે. અન્નનો સ્થૂળ ભાગ વિષ્ઠા બની જાય છે, મધ્યમ ભાગ માંસ થઇ જાય છે અને સૂક્ષ્મ ભાગ મન રૂપ થાય છે.

(૨) આ જ રીતે જળના સ્થૂળ ભાગથી મૂત્ર બને છે, મધ્ય ભાગથી રક્ત–લોહી બને છે, અને સૂક્ષ્મ ભાગથી પ્રાણ બને છે.

(૩) તે જ પ્રકારથી તેલ, ઘી વગેરે તૈજસ, ચીકણા પદાર્થોના સ્થૂલ ભાગથી હાડકાં બને છે, મધ્ય ભાગ મજ્જા રૂપ હાડકામાં રહેલ ચીકણો ભાગ થાય છે, અને સૂક્ષ્મ ભાગ વાણીરૂપ થાય છે.

સિદ્ધાંતઃ એથી જ કરીને મન અન્નમય–અન્નથી થયેલું છે, પ્રાણ જળમય–જળથી થયેલ છે, વાણી તેજમય–તેજથી થયેલ છે અર્થાત્ મન અન્નથી બને છે, પ્રાણ જળથી બને છે અને વાણી તેજથી બને છે.'†

---

| | | | |
|---|---|---|---|
| * તેજ | પ્રકાશ, ગરમી. | લાલાશ. | અગ્નિ સૂર્ય. |
| જળ | દ્રવીભાવ, પ્રવાહ. | સફેદાઇ. | ચન્દ્ર. |
| પૃથ્વી | કઠિનતા, અન્નભાવ. | કાળાશ. | વિજળી. |

| † | અન્ન | જળ | તેજ |
|---|---|---|---|
| સ્થૂળ. | વિષ્ઠા | મૂત્ર | હાડકાં |
| મધ્યમ. | માંસ | લોહી | મજ્જા |
| સૂક્ષ્મ. | મન | પ્રાણ | વાણી |

આ સાંભળી શ્વેતકેતુએ કહ્યું: 'ઓ પિતાજી! મને આ વિષય વધુ સરળ કરીને સમજાવો.' भूय एव मा भगवान् विज्ञापयतु.

**મન, પ્રાણુ અને વાણીની અન્નરૂપતા, જળરૂપતા અને તેજરૂપતા**

ઉદ્દાલક આરુણિ બોલ્યા: 'હે પુત્ર, જેવી રીતે દહીંનું મંથન કરવાથી, દહીંને વલોવવાથી તેનું સૂક્ષ્મ સાર તત્ત્વ નવનીત–માખણુ (सर्पिः) ઉપર તરી આવે છે, તેજ પ્રકારે જે અન્ન આપણે ખાઇ જઇએ છીએ, તે અન્નના સૂક્ષ્મ સાર (अणिमा) અંશનું મન બને છે. તે જ પ્રમાણે જળનો સૂક્ષ્મ અંશ (अणिमा) પ્રાણુ અને તેજનો સૂક્ષ્મ અંશ (अणिमा) વાણી બને છે. અસલ મૂળભૂત સ્વરૂપમાં આ મન, પ્રાણુ અને વાણી તથા તેના કારણુ અન્ન વગેરે કાર્ય કારણુ પરંપરાથી તે સર્વેના મૂળમાં એક જ સત્ વસ્તુ હોય છે. अन्नमयꣳ हि सोम्य! मनः, अपोमयः प्राणः, तेजोमयी वाक्.

સર્વનું મૂળ કારણુ સત્ છે, તે જ પરમ શ્રેષ્ઠ આશ્રય અને અધિષ્ઠાન આધાર છે. સત્‌ના કાર્ય, નાના, જુદા જુદા પ્રકારની આકૃતિઓ સર્વ વાણીનો વિકાર માત્ર છે, નામમાત્ર છે. આ સત્ અણુની માફક સૂક્ષ્મ છે, સમસ્ત જગતના આત્મારૂપ પરબ્રહ્મ છે. જેમ અંધારામાં સર્પમાં રજ્જુની ભ્રાંતિ થાય છે, તે જ પ્રમાણે જગત્ આ 'સત્'માં કલ્પિત થયું છે. स य एषोऽणिमा, एतदात्म्यं, इदꣳ सर्वं, तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो! હે શ્વેતકેતુ! તે 'સત્' વસ્તુ તું જ છે.' તારામાં તથા ઈશ્વરમાં ભિન્નતા નથી. तत् त्वम् असि.

શ્વેતકેતુએ કહ્યું: 'પિતાજી, મને ફરી સમજાવો.' भूय एव भगवान् विज्ञापयतु.

## (૧)

## ઝાડનો રસ – મધના દૃષ્ટાંતવડે 'સત્' નો ઉપદેશ

### (લયનો દૃષ્ટાંત)

પિતા ઉદ્દાલક બોલ્યા:

'હે સૌમ્ય! જે પ્રમાણે મધમાખી અનેક પ્રકારના વૃક્ષોના ફુલોના રસને એકત્ર કરીને તેનો એક રસ કરીને મધના રૂપમાં પરિણુત કરે છે,

અને મધરૂપને પામેલો રસ જેવી રીતે એ નથી જાણતો કે, હું આંબાના મહોરનો, ફળનો રસ છું કે હું કયા વૃક્ષનો રસ છું, તે જ પ્રમાણે સુષુપ્તિ કાળમાં, ગાઢ નિદ્રામાં જીવ 'સત્' વસ્તુની સાથે એકી-ભાવને મળી ગયા પછી એમ નથી જાણતો કે હું સત્‌માં મળી ગયો છું. (सर्वाः प्रजाः, सति संपद्य, न विदुः 'सति संपद्यामहे.') સુષુપ્તિમાંથી જાગ્યા પછી પાછા તેઓ પોતપોતાના પહેલાના વાઘ, સિંહ, વરૂ, વરાહ, કીટ, પતંગીઆ અને મચ્છરનાં શરીરોને પ્રાપ્ત થઇ જાય છે. આ જે સૂક્ષ્મ તત્ત્વ છે તે જ આત્મા છે, તે જ સત્ છે અને હે શ્વેતકેતુ ! તે તું જ છે. તારામાં તથા ઇશ્વરમાં ભિન્નતા નથી. तत्त्वमसि.'

શ્વેતકેતુએ કહ્યું: "ભગવન્ ! મને ફરી સમજાવો." भूय एव भगवान् विज्ञापयतु.

(૨)

## નદી અને સમુદ્રના દૃષ્ટાંતવડે 'સત્' નો ઉપદેશ

### (ઉત્પત્તિનો દૃષ્ટાંત)

પિતા આરુણિ ફરી બોલ્યા: 'હે સરળ સ્વભાવના પુત્ર ! જેની રીતે સમુ-દ્રના જળથી જ વાદળાંઓના દ્વારા પુષ્ટ થયેલી ગંગા, જમના, તાપી, નર્મદા, સરસ્વતી વગેરે નદીઓ આખરે તો સમુદ્રમાં જ મળી જઇને પોતપોતાનાં જુદાં જુદાં નામ તથા રૂપનો ત્યાગ કરી દે છે, અને તેઓ પછી જાણતી નથી કે, 'હું ગંગા છું, હું જમના છું, હું તાપી છું, હું નર્મદા છું,' (इयं अहं अस्मि) પણ તેઓ તો જુદા ભાવને સર્વથા ભૂલી જઇને સમુદ્ર ભાવને જ પ્રાપ્ત થઇ જાય છે, અને વળી પાછી મેઘદ્વારા વૃષ્ટિ (વરસાદ) રૂપમાં સમુદ્રથી બહાર નીકળી આવે છે, કિંતુ તેઓ એમ નથી જાણતી કે, અમે સમુદ્રમાંથી નીકળી છીએ. આજ પ્રમાણે આ સર્વ જીવો પણ 'સત્' માંથી નીકળીને સતમાં જ લીન થઇ જાય છે અને ફરી પાછા તેમાંથી જ નીકળે છે, છતાં એમ નથી જાણતા કે અમે સત્‌માંથી આવ્યા છીએ. (सतः आगच्छामहे) અને અહીં (પૃથ્વી પર) તે જ વાઘ, સિંહ, વરૂ, શૂકર—ડુક્કર, કીટ, પતંગ અથવા મચ્છર જે જે પહેલા પોતે હતા તે તે જ પાછા થઇ

જાય છે. આ જે સૂક્ષ્મ અવિનાશી તત્ત્વ સર્વનો આત્મા છે, તે જ સત છે, તે જ આત્મા છે અને હે શ્વેતકેતુ! આ સત્ તું જ છે. तत्त्वमसि.'

શ્વેતકેતુએ ફરી કહ્યું: 'ભગવન્! મને ફરીથી આ વાત સમજાવો.'

પિતા ઉદ્દાલક આરૂણિએ 'તથાસ્તુ' હા કહી ફરી પાછા તેને દૃષ્ટાંતોથી સમજાવવાની શરૂઆત કરી.

## (૩)

## વૃક્ષની શાખાના દૃષ્ટાંતથી 'સત્' નો ઉપદેશ

### (સ્થિતિનો દૃષ્ટાંત)

હે શ્વેતકેતુ! મોટા ભારી ઝાડની ડાળીપર કોઇ ઘા કરે તો તે એક જ ફટકાથી તે આખું વૃક્ષ સૂકાઇ જતું નથી; તે વૃક્ષ જીવતું રહે છે અને પેલા ઘાથી થયેલા કાપમાંથી રસ ઝરવા માંડે છે, રસ ઝરપે છે. ઝાડના વચલા ભાગમાં છેદ કરવાથી પણ તે ઝાડ સૂકાઇ જતું નથી, પણ છેદમાંથી રસ ઝરે છે, તે જ પ્રમાણે તે ઝાડના અગ્ર ભાગ પર ઘા કરવાથી પણ તે ઝાડ જીવતું રહે છે અને તેમાંથી રસ ટપકે છે. જ્યાં સુધી તે ઝાડમાં જીવાત્મા વ્યાપીને રહેલો હોય છે ત્યાં સુધી તે ઝાડ મૂળીઆઓથી જળ ગ્રહણ કરતું આનંદથી રહે છે. જ્યારે આ વૃક્ષની શાખાઓમાંની એક શાખા(ડાળી)માંથી જીવ નીકળી જાય છે ત્યારે તે ડાળી સૂકાઇ જાય છે, બીજી ડાળમાંથી જીવ નીકળી જાય છે ત્યારે બીજી અને ત્રીજીમાંથી નીકળી જાય છે ત્યારે ત્રીજી ડાળી સૂકાઇ જાય છે. છેવટે જ્યારે આખા ઝાડને જીવ છોડી જાય છે ત્યારે તે આખું ને આખું વૃક્ષ સૂકાઇ જાય છે. તે જ પ્રમાણે આ શરીર પણ જ્યારે જીવથી છૂટું થઇ જાય છે, જીવ વિનાનું થઇ જાય છે, ત્યારે જ તે શરીર મૃત્યુને પામે છે. જીવ, આત્મા કદી પણ મૃત્યુને પામતો હોતો નથી. जीवापेतं वाव किलेदं म्रियते, न जीवो म्रियते. આ જીવરૂપ સૂક્ષ્મ તત્ત્વ જ આત્મા છે. તે જ સત્ છે. તે જ આત્મા છે અને હે શ્વેતકેતુ! તે સત્ તું છે. તારામાં અને ઈશ્વરમાં જુદાઇ નથી. तत्त्वमसि.'

શ્વેતકેતુએ ફરી કહ્યું: 'પિતાજી, મને તે તત્ત્વ ફરી સમજાવો.'

(૪)

## સંસારરૂપી વટવૃક્ષના બીના દૃષ્ટાંતથી સતનો ઉપદેશ

### (આંખથી જણાય તેવો દૃષ્ટાંત)

પિતા આરુણિએ પણ ફરી કહ્યું: 'બહુ સારું. તું વડનું એક મોટું ફળ તોડીને લઇ આવ. પછી તને હું સમજાવીશ.'

શ્વેતકેતુ વડના ફળને લઇ આવ્યો.

પિતાએ કહ્યું: 'ભાઇ, તેને ફોડી, ભાંગીને જો કે તેમાં શું છે?'

શ્વેતકેતુએ ફળ ભાંગીને તેમાં જોઇ જવાબ આપ્યો: 'ભગવન્! આમાં તો નાનાં નાનાં બી છે.'

ઋષિ બોલ્યા: 'વારુ, તેમાંના એક બીને તોડીને જો કે તેમાં શું છે?'

શ્વેતકેતુએ બીને ભાંગીને કહ્યું: 'આમાં તો કાંઇ પણ દેખાતું નથી.'

ત્યારે પિતા આરુણિ બોલ્યા: 'હે ભાઇ, તું આ વડના બીજના સૂક્ષ્મ ભાવને નથી જોઇ શકતો. (यं वै सोम्य! एतं अणिमानं न निभालयसे,) આ અત્યંત સૂક્ષ્મ તત્ત્વમાંથી જ આ સામું ઉભું છે તે મોટું વડનું વૃક્ષ ઉગી નિકળ્યું છે. (एतस्य वै सोम्य! एषः अणिम्नः एवं महान् न्यग्रोधः तिष्ठति.) બસ, જે પ્રમાણે અત્યંત સૂક્ષ્મ, ઝીણામાં ઝીણું વડનું બી આ મોટા વડના ઝાડનો આધાર, મૂળ કારણ છે, તે જ પ્રમાણે સૂક્ષ્મ સત્ આત્મા આ સર્વ સ્થૂળ જગતનો આધાર છે. હે સૌમ્ય! હું સત્ય કહું છું, તું મારા વચનમાં, બોલવામાં શ્રદ્ધા રાખ. श्रद्धत्स्व सौम्य! આ જે સૂક્ષ્મ તત્ત્વ છે તે સત્ છે અને તે જ આત્મા છે. હે શ્વેતકેતુ! તે સત્ તું જ છે. તું (તારો જીવ) પણ તે (બ્રહ્મરૂપ) છે. तत्त्वमसि.'

શ્વેતકેતુએ ફરી કહ્યું: 'પિતાજી, મને ફરી બીજા દૃષ્ટાંતથી આ વાત સમજાવો.' भूय एव मा भगवान् विज्ञापयतु.

## (૫)

## લવણના ગાંગડાના દૃષ્ટાંતથી સત્‌નો ઉપદેશ

### (જીભથી ખબર પડે તેવો દૃષ્ટાંત)

ઋષિ ઉદ્દાલકે મીઠાનો (સિંધવનો) એક ગાંગડો શ્વેતકેતુના હાથમાં આપી કહ્યું: 'બેટા, આ ગાંગડાને હમણાં જળથી ભરેલા એક લોટામાં મૂકી દે અને પછી કાલે સવારે તે લોટો લઈને મારી પાસે આવજે.'

શ્વેતકેતુએ તે પ્રમાણે કર્યું.

બીજે દિવસે પ્રાતઃકાળે જ્યારે શ્વેતકેતુ જળથી ભરેલા પેલા લોટાને લઈને પિતાજી પાસે ગયો ત્યારે પિતાએ તેને કહ્યું કે: 'ભાઈ, રાતના જે મીઠાનો ગાંગડો તેં લોટામાં મૂકયો હતો, તે ગાંગડાને જળમાંથી શોધી કાઢીને મને આપ તો ખરો. હું તે જોઉં તો ખરો.'

શ્વેતકેતુએ લોટામાં જોયું, પણ મીઠાનો ગાંગડો તેમાં જણાયો નહીં. કારણ કે તે તો જળમાં ગળી જઈને જળરૂપ થઈ ગયો હતો.

ત્યારે આરુણિએ કહ્યું: 'સારૂં, તે લોટામાંથી ઉપરની એક બાજુથી થોડુંક જળ ચાખીને કહે તો ખરો કે તે કેવું છે?'

શ્વેતકેતુએ આચમન કરી કહ્યું: 'પિતાજી, જળ તો ખારૂં છે.'

આરુણિ બોલ્યા: 'વારૂ, હવે વચ્ચેથી લઈને ચાખી જો અને તે કેવું છે તે કહે.'

શ્વેતકેતુએ ચાખીને કહ્યું: 'પિતાજી! આ પણ ખારૂં જ છે.'

આરુણિએ કહ્યું: 'બહુ સારૂં, હવે છેક નીચેથી થોડુંક જળ પીને કહે કે તેનો સ્વાદ કેવોક છે?'

શ્વેતકેતુએ પીને કહ્યું: 'બાપાજી, ત્યાંથી લીધેલું જળ પણ સ્વાદમાં ખારૂં છે.'

છેવટે પિતાએ પુત્રને કહ્યું કે: 'હવે સર્વ જળ હલાવીને પી જો અને પછી જળને ફેંકી દઈ મારી પાસે ચાલ્યો આવ.'

શ્વેતકેતુએ તે પ્રમાણે હલાવીને સહેજ જળ પીધું અને બાકીનું બહાર ફેંકી દઈ પિતાજી પાસે આવી કહ્યું: 'પિતાજી! મેં જે મીઠું

જળમાં મુકયું હતું, તે તો હું મારી આંખોથી નથી જોવા પામ્યો, પરંતુ જીભથી મને તેની ખારાશની ખબર પડી ગઈ છે કે તે મીઠાનું અસ્તિત્વ પેલા જળમાં હંમેશ માટે છે અને તે બધા જળમાં મિશ્ર થઇ ગયું છે.'

પિતાએ કહ્યું: 'હે પુત્ર! જે પ્રમાણે તું આ દાખલામાં તે પ્રસિદ્ધ, જાણીતા 'સત' મીઠાને નેત્રોથી નહીં જોઇ શકયો તો પણ તે સ્વાદથી તું પામી ગયો કે તે તેમાં વિદ્યમાન તો છે જ, તેજ પ્રમાણે આ સૂક્ષ્મ તત્ત્વ આત્મા છે. તે સત્ છે અને તેજ આત્મા છે, અને હે શ્વેતકેતુ! તે આત્મા તું જ છે. શુદ્ધ સત્વ સ્વરૂપનો તું અને ઇશ્વર એક જ છે. तत्त्वमसि.'

શ્વેતકેતુએ કહ્યું: 'પિતાજી! આપ મને ફરી બીજો દાખલો બતાવી સમજાવો, ઉપદેશ કરો.' भूय एव मा भगवान् विज्ञापयतु.

(૬)

## આંખે પાટા બાંધેલો ગંધારથી આવેલ પુરૂષનું દૃષ્ટાંત

(બીજાના કહેવાથી ખબર પડે તેવો દષ્ટાંત)

ત્યારે મુનિ ઉદ્દાલક બોલ્યા: 'સાંભળ. જેમ ચોર આંખો પર પાટો બાંધી કોઇએક મનુષ્યને બહુ દૂરના ગાંધાર (કંદહાર) દેશથી લઇ જઇ કોઇએક જંગલમાં, નિર્જન પ્રદેશમાં છોડી દે અને તે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ચારે દિશાઓની તરફ જોઇ જોઇને સહાયતા માટે બૂમ પાડી કહે કે, 'મારી આંખો પર પાટો બાંધીને ચોરોએ મને અહીં છોડી દીધો છે,' અને જે પ્રમાણે તેની કરૂણ બૂમો સાંભળીને કોઇ દયાળુ પુરૂષ દયાવશ થઇને તેની આંખો પરના પાટા ખોલી દે અને તેને કહી દે કે, 'ગાંધાર દેશ ફલાણી દિશામાં છે. તું આ રસ્તેથી ચાલ્યો જા. જ્યાંથી તું આવ્યો છે ત્યાં તું પહોંચી જશે.' અને પેલો બુદ્ધિમાન્ અધિકારી પુરૂષ (आचार्यवान् पुरुषो वेद) જેવી રીતે પેલા માર્ગ બતાવેલ દયાળુ પુરુષનાં વચનો શબ્દો પર શ્રદ્ધા, વિશ્વાસ રાખી તેણે બતાવેલા માર્ગે જવા

લાગે છે અને એક ગામથી બીજા ગામે પૂછપરછ કરતો કરતો આખરે પોતાના ગાંધાર દેશમાં જઈ પહોંચે છે, તે જ પ્રમાણે અજ્ઞાનના પાટા બાંધેલા, કામ, ક્રોધ, લોભ વગેરે ચોરોએ સંસાર રૂપી ભયંકર વનમાં છોડી મૂકેલા જીવો બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂની દયા પર ભરોસો રાખી તેમણે બતાવેલા માર્ગે ચાલવાથી અવિદ્યા, અજ્ઞાનના ફંદથી છૂટીને તેમના મૂળ સ્વરૂપ 'સત્' આત્માને પ્રાપ્ત થઈ જાય છે. આ જે સૂક્ષ્મ તત્ત્વ છે તે આત્મા છે, તે સત્ છે, તે આત્મા છે, હે શ્વેતકેતુ ! તે સત્ આત્મા તું જ છે. તું બ્રહ્મ—આત્મારૂપે છે. तत्त्वमसि.'

શ્વેતકેતુએ ફરી કહ્યું: 'ભગવન્! કૃપા કરીને મને ફરીથી આ વસ્તુનો ઉપદેશ કરો.'

(૭)

## મરણ પથારીએ પડેલા માણસનો દૃષ્ટાંત

(વાણી, મન, પ્રાણ અને તેજનો બ્રહ્મ વિશે, સત્સ્વરૂપ ભગવાન્ વિશે લય)

ત્યારે મુનિ ઉદ્દાલક બોલ્યા: 'સાંભળ. જેવી રીતે કોઈ એક રોગી મનુષ્ય મરણ પથારીએ પડેલ હોય, ત્યારે તેના સંબંધી લોકો તેને ઘેર જઈ પૂછતા હોય છે કે, 'ભાઈ, તું મને ઓળખે છે કે નહીં?' (जानासि माम्, जानासि माम्?) જ્યાંસુધી પેલા રોગી માણસની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં અને તેજનો વ્યાપક બ્રહ્મમાં લય નહીં થયો હોય ત્યાંસુધી તે સર્વને ઓળખી શકે છે, પરંતુ જ્યારે તેની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં અને તેજનો વ્યાપક બ્રહ્મમાં લય થઈ જાય છે, (वाङ्मनसि संपद्यते, मनः प्राणे, प्राणस्तेजसि, तेजः परस्यांदेवतायाम्.) ત્યારે તે મરણ કાંઠે પડેલો રોગી માણસ કોઈને ઓળખી શકતો નથી. આ જે સૂક્ષ્મ ભાવ છે તે આત્મા છે, તે સત્ છે, તે જ આત્મા છે; હે શ્વેતકેતુ! તે આત્મા તું જ છે.! તે આત્મા (બ્રહ્મરૂપે) તું (જીવ) પોતે પણ છે. तत्त्वमसि.'

શ્વેતકેતુએ કહ્યું: 'ભગવન્! કૃપા કરી મને ફરી એક વાર સમજાવો.'